१८-२१

# નવરાત્રીના ગરબા.
## ભાગ ૧ લો.

સારદા માતાનો ગરબો ૧ લો.

સરસ્વત સ્વાંમીને અતી સારદા,
ગે રીતે ગાય છે આઇ કનક નંદા;
ટાળો મારા મનડાની આઇ આપદા. ૧
(ઢાળ) ટાળો મનની આપદા ને શેવકની લેાે સાર મા;
એડા મોડા રાય ભવની ભવ દુઃખ ભંજન હાર મા. ૨
(ચાલ) ભવ દુઃખ ભંજે છે માહાકાળી મા,
હમચી તે ખુંદે છે વળી વળી મા. ૩
[ઢાળ] હમચી ખુંદે વળી વળીને મામૈયા માતંગી મા;
તાળીના તો ટાચક વાગે દેવા સઘળી રમી મા. ૪
(ચાલ) રંગભર કીધલો શણગાર મા,
કંઠેની એકાવળો આઇને હાર મા. ૫
(ઢાળ) કંઠે હાર અનોપમ દિશે સોભા કહી નવ જાયે મા
બાજુબંધ ને ઝાલ્ય ઝુમણાં કાને કુંડળ શોભાએ મા. ૬
(ચાલ) સોભાયે મુસ્તક રાખડી ઝળકે મા;
ઉજ્વળ પુષ્પના ટોડળ લેકે મા. ૭
(ઢાળ) ટોડળ લેકે પુષ્પ તણાને વીંત્રે વીધના બહુ રંગ મા;
ચરણાં ચોળીને પીતાંમર સોયે માતા અંગ મા. ૮
(ચાલ] અંગે તે ઉમટ ન માએ મા.

સનમુખ બેઠાં છો ઘરની રાણી મા.
[ઢાળ] સનમુખ બેઠાં શામનીને શાક પાક પકવાન મા;
આદર માને આઇ આરોગ્યાં, આલ્યાં ફોફળ પાન મા. ૧૦
(ચાલ) પાવન માતાજી તમારૂં નામ મા;
કરે સહી કલ્યાણીને કરે કામ મા. ૧૧
પુરો મારા હૈડાની આઇ હામ મા;
(ઢાળ) હામ પુરો હૈડાતણી કનકાઇ કાને ધરજો મા;
સિંહ વાહનની સ્વારી કરીને વેલાં વારે ચડજો મા. ૧૨
(ચાલ) ચડજો તે ચીતડામાં દયા આણી મા;
સમરથ સઘળે તું સપરાણી મા. ૧૩
(ઢાળ) સમરથ સઘળે તું સપરાણી જે તારા ગુણ ગાયે મા
ગાય શીખે ને સાંભળે તેનાં ભવનાં પાતીક જાએ મા. ૧૪
સવંત સતર નવડેતરો ને ઉતમ આસુ માસ મા;
(ચાલ) આસુ સુદ બીજને ગુરૂ વાર મા. ૧૫
ગાયો તે રાસ રશીક અતી સાર મા.
કહે એમ વલ્લભદાસ તમારો મા.
ચરણે રાખીને પાર ઉતારો મા. ૧૬

---

## નવદુરગાનો ગરબો ૨ જો.

રંગે રમે આનંદ રમેરે; આજ નવ દુરગા રંગે રમે;
આદીતે આવ્યાં અલબેલી,
મંડપમાં મતવાલી ભમે રે; આ૦જ૦ ૧
સોભે શણગાર માને અંગે સુહાવે,
હીરલા રતન માને અરૂણા સમે રે. આજ૦ ૨

મંગળવારે માજી છે ઉમંગમાં,
ચાચર આવીને ગરબે રમેરે    આજ૦    ૩
બુધવારે માજી બેઠાં બીરાજે.
રાસ વિલાસ માનો ગાયો ગમે રે. આજ૦    ૪
ગુરૂવારે આઇ ગરબે રમે છે,
ચંદન પુષ્પ તે માને ગમે રે.    આજ૦    ૫
શુક્રવારે માજી ભાવ ધરીને,
બ્રાહ્મણ રમે તે માને ગમે રે.    આજ૦    ૬
શનીવારે માહાકાળી થયાં છે.
ભીક્ષા ભોજનમન ગમતાં જમેરે.    આજ૦    ૭
વલ્લભ કહે માંને ભાવે ભજોને
રાસ વિલાસ માનો ગાયો સમે રે    આજ૦    ૮

---

ચાચર બેઠ્યાનો ગરબો ૩ જો

રંગમાં રંગમાંરગમાંરે, બાળી બેચર બેઠી મા રંગમાં;
અબેતી બાળીને લીએ રંગ તાળી;
થૈકાર થૈકાર થંભમાંરે,    બાળી૦    ૧
અનેક અસુરને માએ સંહાર્યા,
શોભા બની માના સંગમાંરે;    બાળી૦    ૨
સોળ શણગાર માના અંગે સોહાવે,
નકી ચુની જડી છે નંગમાંરે;    બાળી૦    ૩
ચાચર આગળ છંદજ બોલે,
ગરબે રમે છે આનંદમાંરે;    બાળી૦    ૪
ચુવાતી ચંદન કેસર કસ્તુરી,

અલીલ ઉડે આનંદમાંરે; બાળી૦ ૫
ચોસઠ જોગણી મા ચાચર ખેલે;
ગરબો ગાયો આનંદમાંરે; બાળી૦ ૬
લલ્લભ કહે માને ભાવે ભજોને;
જઇ નાયા તે ગંગમાંરે, બાળી૦ ૭

---

દૈતુને રણમાં રોળ્યાનો ગરબો

દૈતુને રણમાં રોળ્યારે આજ દૈતુને રણમાં રોળ્ય; ૧
માર્યો તે મૈસાસુર મતવાલો,
ચંડ મુંડ ચપટીમાં ચોળ્યારે આ.જ૦ ૨
શુભ નીશુભ તણાં શીશજ છેદ્યાં;
ધુમ્ર લોચન ધઘોરયોરે; આજ૦ ૩
ભોયે પડ્યા પડ્યા કરે હોકાન;
ત્રીશુળ ઉપર તોળ્યારે; આજ૦ ૪
નવ ખડમાં માએ નજરજ કીધી;
ખપર લઈને બોળ્યા રે આજ૦ ૫
બ્રહ્મણી ઇંદ્રાણી માહેસ્વરી મળીને;
મદ્યની પીયાલા ઘોળ્યા રે; આજ૦ ૬
આડમે દીવશ માયે જગનજ કીધો;
હવનમાં લઇને હોમ્યારે; આજ૦ ૭
કહે વલ્લભ તારો પાર ન જાણ્યું;
બોતેર કોટી દૈત્ય બોળ્યા રે. આજ૦ ૮

---

અંબાજીના શણગારનો ગરબો ૫ મો,

પ્રથમ સમરૂ સરસ્વતીને ગુણપતીલાગુ પાય રમવા નીસર્યાંમ<br>
અલબેલી ઇચ્છા ઘણીને ગરબો ગાવા જાય; રમવા૦ ૧<br>
ચૌચર બાળા સુંદરીને સોળ કરયો શણગાર; રમવા૦<br>
નીલા તે જગનો કંચવો ને કશણે ભર્યાં છે તાર, રમવા૦ ૨<br>
લઘો પેર્યો લાખનો ને ખુબ બની છે ખાપ; રમવા૦<br>
સાળુ સુંદર ઓઢણું ને સરસ બની છે છાપ; રમવા૦ ૩<br>
પાયેતે નેપુર ઝણઝણે ને ઝાંઝરનો ઝમકાર; રમવા૦<br>
અણવટ વિછવા શોભતાને મેખળાઝીણે સાર રમવા૦ ૪<br>
કાંબીને કડલાં ઠમ ઠમેને ઘુઘરાનો ઘમકાર; રમવા૦<br>
હાથે ચુડી હેમનીને નંગ જડયાં વિશાળ; રમવા૦ ૫<br>
કરમાં ઝળકે કાંકણી ને કાંડે દાણા ચાર, રમવા૦<br>
ગળે તી પારો હેમનો ને ચેસરો ચંદન હાર, રમવા૦ ૬<br>
બાંયે બાજુબધ બેરખાં ને પોંચીયું લટકે હાથ; રમવા૦<br>
વાંક વિચીત્રને લેરીયાં ને ફુમકાં તેની સાથ રમવા૦ ૭<br>
પરવાળાની પાશરે ને મુગાફળનો હાર, રમવા૦<br>
હીરા માણેક મોઘરા ને રત્ન જડીત્ર અપાર રમવા૦ ૮<br>
તાંત ત્રસંતીયુ ને ટીલડીને નાકે નમણો મોર. રમવા૦<br>
હુલર દીસે હેમનુને ઝુમણાનો ઝળકાર, રમવા૦ ૯<br>
કાને કુંડળ ઝળ હળે ને તેજ તણો નહી પાર; રમવા૦<br>
લોલક ઝળકે હેમનાં ને હીરા જડીત્ર અપાર રમવા૦ ૧૦<br>
નેણેતી કાજળ સારોયાંને કેશરવરણી આડ, રમવા૦<br>
ચોડયો કપાળે ચાંદલો ને ચોખા ચોડયા લેલાડ રમવા૦ ૧૧<br>
વેણ ગુંથી વીવેકથી ને તરતજ ભરીયાં તેલ, રમવા૦<br>
અંતર ભરેક અતી ઘણાને ફેરયુ દીસે ફુલેલ, રમવા૦ ૧૨

સેંથે સીંદુર સારીયા ને દરપણ લીધાં હાથ, રમવા૦
એક એક જોડે મળીને સરવે બેની સાથ, રમવા૦૧૩
સજી શણગાર ઊભાં રહ્યાંને શોભાનો નહી પાર. રમવા૦
અધુર સુધા પરવાળડાંને મુખ ચાવ્યાં તંબોળ, રમવા૦૧૪
દંત બત્રીસ ડાડમકળી ને બહુ રંગ રાતા ચોળ. રમવા૦
મુખની શોભા બહુ બનીને શશીયર ઉગ્યો સુર. રમવા૦
સરખે સરખી સહુ મળીને જોબનમં ભરપુર. રમવા૦
સાતે ઉગ્યા સામટા ને તેથી અદકુ રૂપ, રમવા૦૧૬
સોના ગરબો શીર ધર્યોને રમતાં વાધ્યો રંગ. રમવા૦
સંખલપુરના ચોકમાં ને ચોસઠ બેની સંગ. રમવા૦૧૭
ફેર ફેરે બહુ ફુદડીને માતા મંગળ ગાય. રમવા૦
મુખથી એવું ઉચરેને ઉદયો જય જય થાય. રમવા૦૧૮
છત્રીસ વાજાં વાજીયાંને શરણાઇનાં ઠોર; રમવા૦
ખગોળ ભગોળ ગાજી રહ્યાંને થાઓ સોંભકાર રમવા૦૧૯
ઢોલક વાજે ઢુઢભીને ખુબ બન્યો છે ખેલ. રમવા૦
તાળ અંરંગના વાજમાં ને ફરતી ફુદડી ફેર રમવા૦૨૦
નવરાત્રી તો નવે રમ્યાંને. ત્રુપ્ત થયાં છે તન. રમવા૦
દસરાને દીન પારણાં ને હોમ કીધા હવન. રમવા૦ ૨૧
રમી જમીને ચાલીયાંને દેવી ગયાં દરબાર, રમવા૦
બહુચર ગુણવંતી ગોખમાં ને સુખ પામ્યાં સંસાર રમ૦
માતા પુરણ મન છોને ધન્ય દારા સતાન. રમવા૦
આશાગાર ભેટે તાયરોને પામે પુરણ મન. રમવા૦૨૩
તીથી અજવાળી બીજ છે ને લખીયો છે ગુરૂવાર રમવા૦
ગાય શીખેને સાંભળે તેની બહુચર પૂરે આશ, રમવા૦૨૪

ને તું છો તારણ હાર  રમવા૦
રે આઈ તારો આધાર.  રમવા૦૨૫

---

જોગમાયાનો ગરબો ૬ ઠો

દયા દરશન દયોને દયાળી જગત જોગ માયારે;
નવ નોરતાંની રાત હવે આવી  જગત૦ ૧
શકતી ગરબે રમવા ને આવો,  જગત૦
નીત્ય નવા નવા રંગ લાવો.  જગત૦ ૨
આવી આસુ સુદ બીજ અજવાળી જગત૦
કેમ રૂપે થયાં માહાકાળી.  જગત૦ ૩
દેવી ગરબે રમે છે વાળી વાળી  જગત૦
દેવી દીસો છો જુગમાં દીવાળી;  જગત૦ ૪
પગ પ્રહારે પ્રથ્વી ધરણું;  જગત૦
સપ્ત પાતાળે શેષ ગડગડે.  જગત૦ ૫
ઇંદ્ર ઇંદ્રાણી છંદજ ગાય;  જગત૦
નારદજી નટવર થાય.  જગત૦ ૬
બ્રહ્મ ઘેરનો ગરબો કીધો.  જગત૦
રમવાને શીરપર લીધો,  જગત૦ ૭
બ્રહ્મા વેદ ભણે ને નાચે.  જગત૦
વજે વાજાને કંનવર નાચે.  જગત૦ ૮
વાજે નોબત નગારાં અદંગ.  જગત૦
દેવી નાદ નગારાં ને છદ.  જગત૦ ૯
તેનો ધુન્ય ગગનમાં ગજે.  જગત૦
વાજાં અનેક પ્રકારે વાજે,  જગત૦ ૧૦

ઘેર ઘુઘરીના ઘમકાર;
પાએ ઝાંઝરીના ઝમકાર,
હીંચ લેતાં કુલરીઓ ખળકે,
દેવી શોભા તણી જોત ઝળકે
દેવી નાકે તી નીરમળ મોતી જગત૦
દેવી ચંચળ નયણે જોતી જગત૦ ૧૩
દેવી તાંત તરસંતીને ઝાલ, જગત૦
દેવી ચાલોછો જગવંતી ચાલ. જગત૦ ૧૪
દેવી માયા રૂપે છો માયા; જગત૦
દેવી ચઉદ બ્રહ્માંડ નીપાયા જગત૦ ૧૫
દેવી બાળા રૂપે છો બાળા જગત૦
દેવી ક્રાપીછો મોહની જવાળા. જગત૦ ૧૬
દેવી ઘણાં ઘણાં કામજ કીધાં. જગત૦
દેવી ભગતુનાં કારજ સીધાં. જગત૦ ૧૭
દેવી બહુ રૂપે બીરાજો; જગત૦
તેવ તેવડી સંધાતે છાજો. જગત૦ ૧૮
દેવી સવંત અઢાર ઓગણચાળો. જગત૦
છંદ ગાયો છે રશીક રૂપાળો. જગત૦ ૧૯
કહે શીવરામ દાસ તમારો, જગત૦
મુને શરણે રાખીને ભવ તારો. જગત૦ ૨૦
આસુ સુદ બીજ અજવાળી; જગત૦
ગુરૂવારે થયાં માહાકાળી જગત૦ ૨૧

---

માહાકાળીના સાતવારનો ગરબો ૭ મો

મંગળ રૂપેરે અંબા અલબેલી;
બ્રહ્મ સ્વરૂપેરે  અંબા અ૦ ૧
પરીવરીયાંરે,  અંબા અ૦
દીક્ષીત ઘેર અવતરીયારે  અંબા અ૦ ૨
ગુરૂવારે તમે છો ગરવાંરે  અંબા અ૦
ગુણ સરવે થકી છો નરવારે  અંબા અ૦ ૩
સુકરવારે કીધાં સુપ્રીતરે;  અંબા અ૦
માને વેદ વખાણે એવી રીતરે  અંબા અ૦ ૪
શનીવારે સહુંને માત સરખીરે,  અંબા અ૦
માનો મહિમા ગાઉછું નીરખીરે;  અંબા અ૦ ૫
રવી તેજ તણું શું કહીએરે  અંબા અ૦
માને અનેક પ્રકારે ગાઈએરે.  અંબા અ૦ ૬
સોમવારે જુઓ સાંભળીરે  અંબા અ૦
શીવ શક્તિ રૂપે મહાકાળીરે  અંબા અ૦ ૭
સાત વાર ગાયા છે હવે સારારે;  અંબા અ૦
ગુણ ગાયે લક્ષ્મીરામ તારારે  અંબા અ૦

---

## સારદાના શણગારનો ગરબો ૮ મો

સારદા માતારે મા વિનવું, લળીલળી લાગુ પાય.
વાણી આપોરે મા મયા કરી, તેમ અક્ષર આપો માય ૧
સરસ્વતિ ગુણપતીરે, મા,સ્તવન કરૂ જેના ગુણગાયા નવિજાય
નયણે નિરખુરે મા માતને, ધન્ય ધન્ય આરાસુરી માય. ૨
શીશે શોભેરે મા રાખડી, ને શ્રવણ ઝબુકે ઝાલ્ય.
ઓપે ઓપેરે મારી અંબા મા, જેની જોત્ય પડે બહુ ગાલ્ય.

શામ ત્રેણીરે મા ચોટલો, માંહી જડી·
જોફણુ ફરતીરે મા ઘુઘરા, જેનો સુંદર
તિલવટ સોઅેરે મા ચાદલો, ને કુમ કુમ ।
આડ અ ।।પમ રં ગે મ ાં, ને ચા મ પે દ ૯ ।। ..
વેણ સમારેરે મા આપણુ, ને શેંથો ભર્યો સિંદાર.
નયણુ કાજળરે મા સારીયા, આણીઆળે નાકે મોર, ૬
ચોદ બાંત્રીરે મા ચુંદડી, માંહી તાંત બંદલી સાર.
કુમ કુમ કેસરરે મા કસ્તુરી. માંહી ચુવા ચદન અપાર ૭
દાડમ કળીયુરે મા દંત છે, ને મુખ ચાવ્યાં તબોળ.
મુખથી બાલેરે મા મરકલડે, ને નઉતન કરે કલ્લોર. ૮
કોટે સોઅેરે મા હટેસરી, માંહી મોતી ચીડીયાં જેહ.
ચાંડલો સોઅેરે મા સોનાનો, તનમનીયાં ધરીયાં તંહ ૯
હારલો હેહેકરે મા હેમનો, માંહી કરે તે ઝુમણું જોત.
માળા હેહેકરે મા મુક્તા ફળની, માદળીએ ઉદ્યોત ૧૦
ઉપર સોઅેરે મા કોરો, માંઇ દુગ દુગો ભાત્ય અપાર
નૌતમ નામેરે મા કાંઠલો, માંહી બહુ પુષ્પના હાર. ૧૧
ચુડી રૂડીરે મા સોનાની. માંઇ કાંકણી તેને સગ;
બાંયે બાજુબંધ મા બેરખા, આભુશણ ધરીયાં અગ ૧૨
ખટ પટ ખળકેરે મા મેખળાં, માંઇ ઘુઘરીનો ઘમકાર;
વાજાં વંનેરે મા રણઝણે, માંઇ જંત્ર તણાં નાણકાર. ૧૩
ચરણા ચોળીરે મા ચુંદડી, માંઇ કમખો લીલો ભાત;
વસ્ત્ર અનોપમરે મા પેહેરીયાં, તે સરવે જુજવી જાત ૧૪
વેઢ વેંટીઓરે મા આંગળીએ, ને નૌતમ દીસે અગ.
અગની આંગળીયોરે મા આપણુ, ને દર્પન દીસે સગ ૧૫

રે મા શોભતા, ને ઝાંઝર નેપુર વાર,
મકેરે મા અંગુઠે. ને વિંછીયાના ઝાણકાર. ૧૬
રે પેહેરયારે મા શોભતા, તેના શા કરૂં વખાણ.
...યાં રાતાંરે મા પગ તણાં, જાણું ઉગ્યો ભમર ભાણ ૧૭
સુરીનર મુનીવર મા મોહી રહ્યા, ને મોહ્યા મોટા ભુપ
મોયા મોયારે મા દેવતા, મા જોતાં તારૂં રૂપ. ૧૮
ચોસઠ બેનીરે મા આવીયો. ને માંડયો નઉતમ રાસ;
હરખ ધરીનેરે મા હુમચી, ખુદે તાળ મૃદંગ વાજે ત્રાસ; ૧૯
ફરતાં ફરતાંરે મા ફુદડી, ને છ દે ગરબો ગાય;
શોભા શી કહુંરે મા તમ તણી, કોઈ કોએ નવ જાય; ૨૦
ગરબે ફરતાંરે મા જાળીયાં, તેના દીપક જ્યોત અપાર;
કમળ દીપકરે મા કોડીયાં તેની શોભાનો નહીં પાર; ૨૧
પાર ન આવેરે તમ તણો. તેના ગુણ ગાયા છે ઇશ;
આવ્યા આવ્યારે મા કાશી થકી, ઇંદ્રાદીક સુર તેત્રીસ; ૨૨
બ્રહ્મા આવ્યારે મા હંસ ચડી, ને બ્રહ્માણ ચડી માહેશ;
વિષ્નું આવ્યારે, મા ગરૂડે ચડી, જેની દેવ કરેછે સેવ; ૨૩
નીચે નાચેરે મા ઉરવસી, ને કરે અપ્સરા ગાંન;
ગાંન ગાવેરે મા નૃત કરે, ત્યાં નાટક થેઈ થેઈ તાંન ૨૪
જય જય વાણીરે મા થઈ રહે, ત્યાં પુષ્પની વ્રષ્ટી થાય
હરખી રમીનેરે મા રાસમાં, તે સ્થાનક બેઠાં માય; ૨૫
ભોજન કીધાંરે મન ભાવતાં, પકવાંન દુધ છે થાળ;
ઝાંઝી આરીછેરે મા ગંગ જળની, મન માન્યા મુખવાસ; ૨૬
કરજોડીનેરે મા વિનવે, માધવજી તારો દાસ;
સંકટ ટાળોરે મા સામની, તમે પુરો મનની આશ; ૨૭

જે દીન આવેરે મા ચરણે, તમારે તે દી.
અરદ તમારૂરે મા ઈશ્વરી, તમે મોટા છો.
સંવત સતરરે મા છોતરો, ને રૂડો ચૈતર
બીજ કીધેરે મા અંજવાળી, ને બોધ થયો છે ૧

**નાગ દમણનો ગરબો ૯ મો.**

માતા જસોદા જગાવે જાગોને હરીરે લોલ;
ખમ્યહારી વારી ઉઠો ઓગણું કરીરે લોલ; ૧
કૃશ સાથ બાળ ગાળનો આવી મળ્યેરે લાલ;
લૈ ધેન્ય વન ગોપ સંગ પરવર્યારે લોલ; ૨
વેણું વાંસળી રસાળ લીધી હાથમાંરે લોલ;
પેર્યાં વસ્ત્ર સોભે છે સર્ખા સાથમાંરે લોલ; ૩
સુણો વચન કહ્યા છે મુખ નરમળારે લોલ,
કોટી કંદ્રપ લાજે છે શશીની કળારે લોલ; ૪
મોરે મુગટ ચંદ્રીકા અતી ઓપતીરે લોલ;
કુમ ગોડના તોરાથી દીશે શોભતીરે લોલ; ૫
છઇ શીંમડી લઇ પ્રભુજી ચાલીઆરે લોલ;
વેણું વાંસળીના ધેનુને બોલાવીયારે લોલ; ૬
માંહો માંહ્યમાં તે ખેલ કીધા છે જઇરે લોલ;
દડો દોડ ચૌટ જળમાં પડયો જઇરે લોલ; ૭
ધાઇ કૃશ્ણજી પડયા છે તેની તાળમાંરે લોલ,
જળ ભેદી કરી પોતાછે પોતાળમાંરે લોલ. ૮
દેખી નાગણી આવીને નીરખ્યા હરીરે લોલ
લઘુ કોમળતા ખાંત કરૂણા કરેરે લોલ, ૯

દેખી રૂપ જોઇ માહ્યરાં નેણાં ઠરેરે લોલ,
મળશે નાગ તો પ્રાણ તાહ્યરાં હરેરે લોલ; ૧૦
ત્યારે કૃષ્ણ કેહે તે એવું સાંભળીરે લોલ,
સાત પાંચ દસ વીશ આરી મળીરે લોલ. ૧૧
કમળ જાચવા આશા છે મનમાં ઘણીરે લોલ
ધ્યાન ધરી હરી આપ્યને તું નાગનુંરે લોલ,
ચડયો ક્રોધ જ્યારે એવી વાંણી સાંભળીરે લોલ.
કહે બાળકને નારી સરવે મળીરે લોલ, ૧૩
એવા કમળનો હોશી તું તો કોણ છેરે લોલ,
કાળ સરખો બાળ નાગ મુખ લુણ છેરે લોલ ૧૪
ભાગ્ય ભાગ્યની તું નાથ મારો જાગસેરે લોલ
બાળ કાળતારો અસુખડો આવશેરે લોલ ૧૫
માત તાત વાટ ઘટ જોઇ દુઃખ ભાઇનેરે લોલ;
મોત માગી લીધું હાથે મારા નાથનેરે લોલ ૧૬
એવું સાંભળીને કૃષ્ણ વાણી વદેરે લોલ.
અલી નાગણી તું આજ ભરીછે મદેરે લોલ. ૧૭
જાને નાગણી તું નાગને જગાડયનેરે લોલ.
મદ ઉતારૂં અહંકારીને ઉડાડયનેરે લોલ, ૧૮
ધાઇ નાગણી પોતી છે તતકાળમાંરે લોલ.
વીખધારી પોઢયા વીખ ફેરી જાળમાંરે લોલ ૧૯
ઘેમ લાગી જેમ લોહ કોઇ ઘાવનીરે લોલ.
બોલે બાળો જેમ અગ લોહ તાવનીરે લોલ ૨૦
ત્યારે નાગણીએ નાગને જગાડીઓરે લોલ.
નાથ બારણે તે બાળ એક આવીયોરે લોલ ૨૧

એવું સાંભળીને ઉડયો વીખનો ધણીનેરે લોલ.
એકસોને એક સામટી મારે ફેણીરે લોલ. ૨૨
નાગ ચોટ કરી ખાળ ઉંડળે ધરેરે લોલ.
હુંક મારેને જુદ્ધ માંહો માહ્ય કરેરે લોલ; ૨૩
ત્યારે કૃશ્ણ કાળને કરે ગ્રહેરે લોલ.
બને પછાડે ઉડાડે ભુમી ઉપરેરે લોલ. ૨૪
જે જુવાને માર મારે જોરથીરે લોલ,
માંહો માંહી વઢેકે ઘણું જોરથીરે લોલ. ૨૫
કરે કરોધ જોદ્ધ આવી ઝાલે સરપનેરે લોલ.
કરે જુદ્ધ બહુ મારે નાગ તરપનેરે લોલ ૨૬
લડ થડેને મારે બહુ પાટુએરે લોલ,
ઘણી વાર એમ જુદ્ધ કરતાં થયેરે લોલ ૨૭
છળ બળ કરી નાગ તો થાકી ગયોરે લોલ,
એકસોને એક ફેણીથી ઢળી ગયોરે લોલ. ૨૮
નાગ શીર પર નાથજી ચડયા જઇરે લોલ.
નાગ મુખમાથી રૂધીર ચાલ્યું વહીરે લોલ, ૨૯
ફરે ફેર ગાય નાગ બહુ ગાનમાંરે લોલ;
વેણું વાંસળી વજાડે બહુ તાનમાંરે લોલ. ૩૦
શુદ્ધ બુદ્ધ ગઇ વ્યાકુળ થઇ મરેરે લોલ.
ત્યારે નાગણી આવીને અરજી કરેરે લોલ. ૩૧
હાથ જોડીને નાથ આગળ કરગરેરે લોલ,
ત્યારે કૃશ્ણ ત્યાં થકે ઉતરેરે લોલ. ૩૨
દયા આવી તારે નાગને છોડીયોરે લોલ
છુટયો નાગ નાસે મોઢીયે વધાવારે લોલ. ૩૩

જગ બારણે તે પ્રભુજી પધારીયારે લોલ.
સહુ દેવના કામ તે સુધારીયાંરે લોલ. ૩૪
ત્યારે નાગણીએ જોયા નીજ નાથનેરે લોલ.
જેજેકાર સુખ થયું વ્રજ સાથનેરે લોલ. ૩૫
આવ્યા ગોકુળમાં સહુ ઉમંગે ભરયારે
એવાં ચરીત્ર ઘણાં નાથે કરયાંરે લોલ. ૩૬
એવી નીત્ય નીત્ય નાથજી લીલા કરેરે લોલ;
દેવ કૃશ્નજી નીરખાને નેણા ઠરેરે લોલ. ૩૭

---

આદ્ય શક્તિનો ગરબો ૧૦ મો.

અધ્ય શક્તિ તુજને નમુરે, બેચરી ગુણપત લાગુ પાય
દીન જાણી દયા કરોરે, બેચરી મુખે માગુ તે થાય. ૧
વાણી આપોને પરમેશ્વરીરે, બેચરી ગુણ તમારા ગાય,
ચોસઠ બેની મળી સામટીરે, બેચરી માનસરોવર જાય ૨
માન સરોવર ઝીલતાંરે, બેચરી કરતાંતે નીલ વિલાસ,
સખલપુર ગામ સોયામણુંરે, બેચરી ત્યાં તમારો વાસ ૩
સર્વે મળીને કીધી સ્થાપનારે, બેચરી ઠેરવ્યુ બેચર નામ
સામ સામા બે ઓરડારે બેચરી સોનુ ઘડે સોનાર; ૪
ઘડીયાં બાજુબંધ બેરખારે. બેચરી ઘડીયાં એકાવળહાર
પ્રથમ ચરિત્ર તમે કર્યાંરે, બેચરી માર્યો તે મેખાસુર, ૫
રક્ત નેણું કરી મારીયોરે, બેચરી રક્ત ચલાવ્યાં પુર;
માર્યાતે મૃગ બોલાવીયારે, બેચરી આરાસુર તણાં ગઢ માય
સુભ નિસુભ હાથે હણ્યારે, બેચરી માર્યા તેને પળ માંય
ઘોડીમાંથી ઘોડો કર્યોરે, બેચરી અસ્ત્રીમાંથી પુરૂષ. ૭

હવે હેચુ નથી હુલતું, બેચરી કઠણ આવ્યો કાળ
ધર્મ ગયું ધાર્ણી ધરતીરે, બેચરી પુન્ય ગયું પાતાળ. ૮
હોમ હવન ત્યાં થાયછે રે, બેચરી શ્રીફળ ઘણેરો હોમાય
બ્રહ્મા વેદ ભણાયછેરે; બેચરી આનંદ ઉચ્છવ થાય; ૯
કર જોડીને વીનવેરે, બેચરી વલ્લભ તારો દાસ;
સદા શેવક છે તાહરોરે, બેચરી રાખો ચરણ નોવાસ ૧૦
ચરણ પખાળી તુજને નમેરે; બેચરી વૈકુંઠ હોશે વાસ;
ગાય શીખેને સાંભળેરે, બેચરી બેચર પુરે આસ; ૧૧

---

અબાજીનો ગરબો.

રૂડાં ગરબે રમે છે માતા અંબીકારે.
પાય વાજે છે નેપુરીના ઠમકારે;
રૂડાં ગરબે રમે છે માતા અંબીકારે. ૧
પાય વાજે છે ઘુઘરીના ઘમકારે,
રૂડાં ગરબે રમે છે માતા અંબીકારે. ૨
માને જોવાને દેવ મુની આવીયારે,
સાથે સિદ્ધ ચોરાશી તેડાવીયારે. રૂડાં. ૩
આવ્યા ઇંદ્ર ઇંદ્રાણીને દેવતારે;
બ્રહ્મા વિષ્ણુ સાવત્રીને શેવતારે. રૂડાં ૪
ત્યાં ચોસઠ બેની ભેગી થઈરે;
નવ દુરગા જુવે ઉભી રહીરે. રૂડાં. ૫
જોવા આવી પાતળ કેરી નાગણીરે.
એક નાવી તે નર અભાગણીરે. રૂડાં. ૬
તીયાં બાવન વીર ઉભા રહેરે.

એવું દુષ્ટીના મનમાં નવી ચહેરે. રૂડાં. ૭
સહુ ગાય છે રામને રાગણીરે;
નવરાત્રી ફેરી કરે જાગણીરે. રૂડાં. ૮
વાજાં વાજે ને તાલ મૃદંગ ભેરણીરે,
ઢોલ કાંસીયાને તાળ મૃદંગ ફેરાણીરે. રૂડાં. ૯
કર જોડીને ભટ અબરામ કહેરે;
ગરબી ગાશે તે માતાને ચરણે રહેરે. રૂડાં. ૧૦

---

## સાત વારનો ગરબો. ૧૯ મો

સખી આદીને ઓધવજીરે અલબેલે આ શું કીધું,
એનાં પ્રાણ અમારાં જાય છેરે કુબજાને દરશન દીધું
એમ કરતાં આદીતરારે અબળાએ અમૃત પીધું
મથુરાના સ્વામી પધારે રે તમ ચરણે મારૂં મન બાંધ્યું
સોમવાર સુણ સાહેલીરે સ્વામ વિના નહી સારૂં;
જાય ચંદ્ર ગયો વાદળમાંરે ગોકુળમાં ઘોર અંધારૂં. ૩
મધ્યમની પ્રીત સંભાળોરે આવો તો આંખડી ઠારૂં;
માધવના સ્વામી પધારોરે પૂર્વ જનમનું છે સારૂં. ૪
મંગળવારે મંદીરમાંરે જાદુનજી અમે નહી રહીએ;
સુખ દુખની સર્વે વાતુરે કોને ઓધવજી કયાં કહીએ,
એવાં સુખ સાંભળી સામળીયારે અમે અબળા ઉરમાંલીયે
માધવના સ્વામી પધારેરે અંતરની વાતુ કહીએ. ૬
બુધવારે બુધ્ધી અમારીરે ત્રીકમજી રઇ તમ પાસે,
એવા કુબ્જા કામણ લખીયારે તેહી ગયા અંદર પાસે. ૭
ગુરૂ વાંક અમારો ઓધવરે કાનજીને કુબજા પ્યારી;

માધવના સ્વામી પધારોરે મન વિચારો મોરારી. ૮
ગુરૂવારે ગોવિંદજીરે ઘરમાં હાલુછું પેસી.
શ્રી જમુનાંજીને તીરે રે સુખ નીરખે ગોપી પેસી. ૯
એક અરજ અમારી સુણજોરે માંથે રહેશે આ મેણું
માધવના સ્વામી પધારોરે પુર્વ જનમનું છે લેહેણું.
સુક્રવાર સહુ કોઇ કેહે છેરે મોહન ગ્યા અમને મેલી;
ઓધા અમને મેલી શુ જાઓછોરે કુબજા નારીછે ઘેલી
એને પ્રીત કરી પેરાવજોરે ચતુરાને અચળ ચુડી. ૧૩
શનીવાર શીશ નમાવુ રે એમ કેહે છે ગોકુળ નારી;
એતો જનમો જનમના જુઠારે ગોરસ પીરો ગીરધારી
પાતળીયા બેઊ પળજોરે વીડલવર વેલા વળજો.
માધવના સ્વામી પધારોરે મોહનજી વેલા મળજો. ૧૫

---

## અંબાનો રાસ ગરબો ૧૩ મો.

અખંડ વિલાસ અંબા તણો ગાવા કીધુ મન;
સરસ્વતી માત કૃપા કરી અંતર પ્રસન. ૧
નિત્ય નવી લીલા માતની કવિ મુખ કહી નવ જાય
જેને અનુભવ અંબા તણો તે રસ કરણીકા ગાય
બ્રહ્મા ભણે વેદ વાણીએ તોયે નવ પામે પાર.
મંદ બુદ્ધીથું વરણવું કોણ મારો અધીકાર. ૩
કૃપા કૃપાળી કીજીએ; દર્શન દીજીએ માય;
સનમુખ થઇને દાખજો રૂવે રૂવે આનંદ થાય. ૪
રમાણુ તમારૂ વર્ણવું ન્યારો નીતમં એમ,
અમદ ધ્રામ ભીગા રચી વગી છે રસની રેલ. ૫

સિંહે ચડયાં શોભા ઘણું ખઠમ ખટકે ત્રીશુળ;
બાજુ ટંકારવ ઘુઘરી કળી ચપાનાં ફુલ. ૬
અખંડ અંબોડો વાળીયો ભલાવટ કીધી આડ;
આંખડી અંગ લાવ્યની સુંદર ભ્રગુટી લલાટ. ૭
લટકે મોતી નાકનું અધુર ભર્યાં તંબોળ;
હડબચીએ હીરા જડયા કરણે ઝાળ ઝકોળ. ૮
અંગે આભુશણ પેહેરીયાં, વિશ્વ વિલાશી અંગ.
કચુકીયે રૂડા મોર છે વેણ વાસંગી નાગ. ૯
ચુડો કનકનો કમ કમે વાડલો પોંચી સાર,
કટી મેખળાયે ઘુઘરી હઇડે ઝબુકે હાર. ૧૦
આરસી આંગળીએ હેમની દરપણમાં મુખ જોય-
વીટીઊં નંગ જડાવની અમ્રત દ્રષ્ટી હોય. ૧૧
રમઝમ ઝાંઝર વાજતાં ઘમ ઘમ ઘુઘરી થાય,
તાનરે માનજે તારૂંણી છંદ માહા રશ ગાય ૧૨
ધણણણ ધરતી ધુજતી ગણગણ ગજે ગોળ.
દિશો દીશ પડછદા પડયા મુખડે મીઠા બોલ ૧૩
મચ્છરાળી મદમાં ભરી મતવાલી મુખ ગાય;
લટકાળી છે આંખડી રૂપ કોએ ન કળાય. ૧૪
વૈકુંઠ નાથ વશ કીધલા શંકર કરતા માનુ જ્ઞાન;
દેવ બ્રહ્માદીક નાચતા નારદ કરતા ગાન. ૧૫
ખગોળ ભુગળ ગાજી રહ્યુ શું દીપકની શોત;
તારા મંડળ ટપકી રહ્યું જોતાં સૈયર સુત સોત. ૧૬
ચોસઠ જોગણીના તાનમાં મરડો છો કાંઇ અંગ,
અનેક નૌતમ નર ગય છે વિધ વિધ કરીને રંગ,

ડમ ડમ ડમરૂ ડમ ડમે ડમ ડમ વાજે પ્રદ્ગ;
ઝણુણુણુ ઝાંઝરી વાજતી નિતમ તેનાં અંગ. ૧૮
નારદ ફેરી ફરમાં દૃષ્ટ બહુઠયા આકાશ,
ગરૂડે ચઢીને પરવર્યા, તેની સાથે અવીનાશ.૧૯
સરસ લીલા જોઇને મુનીવર ચુકયા ધ્યાન;
બ્રહ્માદીક બ્રહ્મા ભજે શશીયગ ભુલ્યા સાન. ૨૦
ગાએ લીલા અંબા તણી દંપતી નીરગુણ થાય;
તેની કરણી કાયા તણી વર્ણ કરયે નવ જાય. ૨૧
રાગ શીવરામદાસ વર્ણવે મહિમા કહ્યો નવ જાય;
ભુલ્યા ચુકયા ક્ષમા કરો જે માગું તે થાય. ૨૨

---

## કાશીની અનપુરણાનો ગરબો ૧૪ મો.

આઇ અન્ન આપો અનપુરણા રે,
કરજો સેવક ઉપર કરૂણા અનપુર્ણા કાશીપુરીમાં બીરાજો રે
તમારા ચર્ણ કમળ શીશ નામું રે,
માતા મેર કરી લેજો સામું. અન૦ ૨
તમારો જયકાર જઇ જાયું રે,
માતા માની લેજો તમે સાચું. અન૦ ૩
માગુ મોજ તમારી ભક્તિરે,
મુને સહાય આપો આદ્ય શક્તિ. અન૦ ૪
બીજુ અવર કાંઇ નવ માગુ રે,
કર જોડીને પાએ લાગુ. અન૦ ૫
દુંદાળો તે ગુણપતી દેવા છે,
જેને જોઇએ મેવકના મેવા. અન૦ ૬

ફરતી અષ્ટ ભૈરવ ચોકી રે
શોભા શીવજીની અલોકી. અન૦ ૭
મદેય ખીરાજે છો જોગ માયા રે,
જ્યાં બેઠા વીરેશ્વર રાયા. અન૦ ૮
જેની જટામાં જાનવી ગાજે રે,
પાસે પારવતી માતા બીરાજે. અન૦ ૯
ઉભા હાક મારે હનુમાન રે,
જેનું રામ સીતા પર ધ્યાન. અન૦ ૧૦
સુધા ગંગા માતા ગંભીર રે;
જેતાં અમ્રત સરખાં નીર. અન૦ ૧૧
પાપ કોટી જનમનાં જાય રે;
જે કોઇ વસે છે કાશીની માંય, અન૦ ૧૨
એવી જેવાની બની છે જુકતી રે,
સહુ જન પામે છે મુક્તી. અન૦ ૧૩
લીલા ગાઉં તમારા નામની રે,
મુજ સામુ જુઓ તમે સ્વામની. અન૦ ૧૪
કાલો ઘેલો હું કાંઇએ નવ જાણું રે;
દાસ કલ્યાણ શું વખાણું. અન૦ ૧૫

## શણગારનો ગરબો ૧૪ મો

પ્રથમ પારવતીના પુત્રને પાયે નમુંરે લોલ,
દીન જાણી વાણી દીજીએ કહુ સમુરે લોલ; ૧
સરસ્વતી તણા ચરણ પ્રતાપથીરે લોલ,
નવે નીધ રીધ સીધ આપો આપથીરે લોલ. ૨

કરૂં ગાન ધરૂં ધ્યાન બહુચરા તણુંરે લોલ,
કરો સાર વાર વાર શું કહું ઘણુંરે લોલ, ૩
આજ બહુચરાજી માત ગરબે રમેરે લોલ,
સુરનર મુનીવર સહુને ગમેરે લોલ. ૪
માજી રૂપ રાધીકા થકી ઘણું બણીરે લોલ,
કોટી કામ શશી સુર્યની છબી હણીરે લોલ. ૫
રતી રોહીણી રનાદે. આદી સુંદરી રે લોલ;
પલક પલકે ઉમા રમે પુંદરીરે લોલ. ૬
વેણુ વાસુકી સરખી સીશ રાજતીરે લોલ,
ક્ષુદ્ર ઘંટ ઓફણાને મધ્ય ગાજતીરે લોલ. ૭
ભરી માંગ મુગ્તા તે મહા મુંલ્યનીરે લોલ,
રાજે રાખડી રૂડી તે રત્ન તુલ્યનીરે લોલ.૮
ફુલી એટલી સેંથે ભરયા સમા પડયારે લોલ, .
થાક ચમરી શું ચોટલો કટી અડયારે લોલ. ૯
સ્વરણ સીંદુર આકાર સર્વ સીપનારે લોલ,
શોળ શોભીતા સણગાર સરવ નીપન્યારે લોલ,૧૦
કાને વાળીઓ જડાવ ઝાલ ઝમખારે લોલ.
નાકી મોતીએ પરોવ્યાં લુંબ લુમખારે લોલ. ૧૧
સોના સાંકળી સરી શીશ જડામણીરે લોલ,
કોર તોરણ મોતીની દીસે દામણીરે લોલ. ૧૨
તેજ શું કહું તાટક તેણે લોલકેરે લોલ.
કાના કુંભ જડયા નંગ તે અમુલકેરે લોલ. ૧૩
અરધ ચદ્રમા કપોળ શું કહું કથીરે લોલ,
ચાંદ ભુવન માંહી બહુચરા સમુ નથીરે લોલ. ૧૪

ભાલ લાલ આડ કુમકુમની રાતડીરે લોલ,
તપે તીળડી કહી ન જાયે વાતડીરે લોલ. ૧૫
ત્રીકુટી મધ્યે સીંદુરની બીંદી કરીરે લોલ;
ચોડયા ચોપખા કપોળ લોલ શું ભરીરે લોલ. ૧૬
ભ્રગુટી કમાન કાન કોરશું અડીરે લોલ,
કીર નાશીકા વિદેહી કરે તે ગડીરે લોલ, ૧૭
આંખ ઉપમાને નાવે કોઇ પલટડેરે લોલ,
વરણુ વરણવું જે અન્ય ઉપમા ઘટેરે લોલ ૧૮
પણ દીપક તારાના તેજ ત્યાં ગળ્યાંરે લોલ.
મીન ખંજન ગ્રગમાન મુકીને પળ્યારે લોલ ૧૯
લક્ષ લક્ષ કાંતી તીલકની લીલા જુએરે લોલ
ગોરા ગાલમાં ત્રીલોક મોહ્યાં તાજુવેરે લોલ; ૨૦
મોહ રૂપ ધરચું બહુચરાજી બાળીયેરે લોલ;
અઢયાર રહ્યા વેસરની વાળીએરે લોલ; ૨૧
ગુરૂ હેમલાલ ભોમ ભ્રગુ મુક્તમાંરે લોલ.
શની કીકીએ જોતાં જણાય જુક્તમરે લોલ; ૨૨
અંવર બીંબકે પ્રવાળ લાલમાં મળીરે લોલ.
દંત પક્તિ જુક્તિ દાડમ કેરી કળીરે લોલ ૨૩
અળકે ચુનીઓ જડાવ ભાવ રેખમારે લોલ.
વદન નીરખતાં ન આવે મીન મેખમારે લોલ ૨૩
હાવ ભાવ શું કટાક્ષ નેન શોનપનુરે લોલ.
ચિબુક ચારૂ વીચ ઈંદુ બીંદુ મેનનુરે લોલ. ૨૫
કંઠ કોકીલા કપોત જોત પોતનીરે લોલ;
ગ્રીવા જુક્તિને પમાણુ તે ઉકપોતનીરે લોલ. ૨૬

કોટેથી ન માળા ચંપ કળી ચમકતીરે લોલ.
ઘાઘી ઘુઘરી આરીસે દીસે ધમકતીરે લોલ. ૨૭
ભજે ઘણેરાં થયા ઘણા ઘચુબજેરે લોલ.
કનક સાંકળી તુશી દોરેને ઝુમણેરે લોલ. ૨૮
હીરા સાંકળી પાસાની સેર ચારનીરે લોલ.
મુક્તા માળા તે એકાવળી હારનીરે લોલ. ૨૯
એ હમેલમાં હીરાના ઝબકારકારે લોલ;
પારી જાતક કેરા મંદારના હારડારે લોલ. ૩૦
બહુ દંડ જુગમ સુંઢ સરખા સહીરે લોલ
હાથ હાથની હથેળીએ મરચાં મહીરે લોલ. ૩૧
આળી અદભુત અંગુઠા સંગે આંગળીરે લોલ.
અનુમાનમાં આવે તે મગની ફળીરે લોલ; ૩૨
નખ વીશ રાત દીવસે તારા તપેરે લોલ.
અન્ય ઉપમાનો અર્થ વ્યર્થમાં ખપેરે લોલ, ૩૩
બાંહે બાજુબંધ બેરખાને ફુમતારે લોલ;
બાંધ્યા બાંદલા બન્યા રહ્યાં ઝઝુમતારે લોલ ૩૪
પાણ ચુડલો પ્રમાણ ચતુર રંગનોરે લોલ.
અતી અરૂણ તરૂણ દત તે મતંગનોરે લોલ; ૩૫
બહુ કોરમાં જડાવ લાલ લાંકણીરે લોલ,
મધ્ય માણેક હીરાની હાથ કાંકણીરે લોલ; ૩૬
હાથે પોંચીઓ જવાળી ભાળી કંગણીરે લોલ,
છત્રા છાપ આરશી અતી સુચગનીરે લોલ. ૩૭
ઉર ઓપતું રસાળ તે વીશાળ શુરે લોલ.
કમળ કોશ કુચ અગ્રમાં મરાળચુરે લોલ; ૩૮

કંચુકી કનક તાર કારચું જનીરે લોલ.
ચુગ ચંદન ચરચીત શોભે શોભાીરે લોલ. ૩૯
લેઘો બાહ્યનો પેર્યો તે રંગ જુજવેરે લોલ;
કસુંબ કોર જોર શાલુ કસુંબ ચુવેરે લોલ. ૪૦
પેટ પોયણી પ્રમાણ ક્ષીણ સંકાણીરે લોલ
અતી મેખળા રશાળ કશી કિંકાણીરે લોલ. ૪૧
ઉદર ઉપરતે ત્રીવળી વળી રહીરે લોલ.
ગિરિસ્વેત દેહ મધે ત્રીવેણી વહીરે લોલ - ૪૨
નાભી કોમળ કુવો કર્યો સુમારનોરે લોલ;
ભર્યો વારી તે અખુટ ઈંદુ સારનોરે લોલ; ૪૩,
કંઠ હેઠ ઠેઠ વાંસો તે એકત્ર છેરે લોલ.
અધો મુખનું અખડ કેળ પત્ર છે રે લોલ. ૪૪
કટી કેશરી હરી નીતંબ સદળીરે લોલ.
જંઘા જુગમ તે અધોમુખેકે કદળીરે લોલ. ૪૫
ચારૂ ચરણમાં ચીત્ર લખ્યાં છે ચંદશારે લોલ.
પગ આંગળાં વળ્યાં ચંપા કળી જશારે લોલ. ૪૬
ભરી જાવક કટોરી હેમ નાનીયારે લોલ.
ઈંદુ બીજને આકારે એડી પાનીયેરે લોલ ૪૭
જેહર લઘર તોડાને ઘુઘરી તણેરે લોલ.
પાએ નેપુરને વીછવે મુની ચળેરે લોલ; ૪૮
નયણે કાજળ તે સાર્યાં કુમ કુમ રોળશુંરે લોલ;
મંદ હાસ્ય કરે મુખ ભર્યાંરે તબોળશુંરે લોલ; ૪૯
ઠઠી ઠાઠ આઠ આઠ સખી સંગમાંરે લોલ.
ભાળી બહુચરા કલોલ કરે રંગમાંરે લોલ ૫૦

કરે ગાન તાન પાન પત્ર હાથમાં લોલ.
રમે રમક ઝમક ઠમક ઝાંઝા સાથમાંરે લોલ, ૫૧
કંતે ઘુંઘટ ઓઢી રહી રંગાળીઓરે લોલ.
એક એકથી લે હાથે હાથ તાળીઓરે લોલ; ૫૨
ફેરા પાય ફરતા વાળીયા અંબોડલારે લોલ;
ફેર ફુદડો ફરીને લે છે મોડલારે લોલ. ૫૩
એ અખંડ ખેલ ખેલે બાળી બહુચરારે લોલ.
જાણે દેવ લેછે વારણાં ફરી ફરીરે લોલ. ૫૪
વીણા વાંસળી વગાડે શબ્દ નાદસુરે લોલ,
ડાક વાગે માહાદેવ મરજાદ શુરે લોલ ૫૫
ધરી પાણી પોર્થીઓ તે મહા મુનમાંરે લોલ;
બ્રહ્મા વેદ ભણે મુખ ચારે ધુનમાંરે લોલ, ૫૬
પુષ્પ ચંદન વરસાવે વળી દેવનારે લોલ.
અઠયાસી સહસ્ત્ર રૂષી સદા સેવનારે લોલ, ૫૭
ઝીરી સ્વેત તછ સેવક કાજે ધસીરે લોલ.
કળી કાળમાં ચુંવાળમાં આવી વસીરે લોલ. ૫૮
ભુર શુ લઈ ભવાની ફેરા બેહનેરે લોલ.
આદ્યમધ્યઅંત એ અગમ્ય વાદ વદનેરે લોલ. ૫૯
આ અખંડ ગરબો ગાય જે કોઇ માનવીરે લોલ
ચરણઅરણને ઉચ્ચારે, સ્નાન જાન્હવીરે લોલ; ૬૦
નવે નીધ રીધ સીધ્ધીએ ઓવારણાંરે લોલ;
દેવી વાળીયાં બંધાવે દ્વાર પારણાંરે લોલ; ૬૧
મન મેહ્યાં એમ મચ્યર સોહામણાંરે લોલ
લટ વલભ મેવાડો માને ભામણેરે લોલ ૬૨

## સતભામાનુ ગાણુ ગરબો ૧૬ મો

જાણ્યુ જાણ્યું હત તમારૂ જાદવારે લેલ;
હેતજ હોય તો હઇડામાં વરતાય જો.
અમે તમારી આંખડીએ અળખામણીરે લેલ,
વાલપ હોય તો નયણામાં ઝળકાય જો. જા૦ ૧
પારી જાતકનુ ફુલરે નારદ લાવ્યારે લોલ;
જઇ સોંપ્યું રાણી રૂકમણીને દરબાર જો;
એક પાંખડલી મારે મંદીર નવ મોકલીરે લોલ,
કીધી મુજથી એ અદકેરી નાર જો, જા૦ ૨
અચરત પામ્યા ને અંદેશો ઉતરયોરે લોલ,
જાઓ જાઓ જાઓ નહી બોલુ સુંદર સ્યામ જો;
રૂકમાણીને મંદીર જઇને રંગે રમોરે લોલ,
હવે તમારે અમ સાથે શુ કામ જો જા૦ ૩
અળગા રહો અલબેલા મને અડશો નહીરે લોલ,
તમ સાથે નહી બોલુ નંદ કુમાર જો;
બોલેને પધારો માનીતી તણેરે લોલ,
આજ પછી આવશોમાં મારે દ્વાર જો. જા૦ ૪
નારદે કહ્યું સતભામા સાંભળોરે લોલ,
એ નીર્લજને નથી તમારૂ કામ જો;
કાલાને વાલાં કરતો તે આવશેરે લોલ;
મોટા કુળની મુકશોમાં મામ જો. જા૦ ૫
ઉતાર્યા આભ્રણરે સર્વે અંગ પરીરે લોલ,
લો શામળીયા તમારો શણગાર જો,
મારારે મૈયરની બોડુ એઢણીરે લોલ;

બીજું આપો માનીતી દરબાર જો. જા૦ ૬
ચરાણુ ચીર ઉતારી ચોળી ચુંદડીરે લોલ,
ઉર થકી ઉતારયો નવસર હારજો,
કાંબીને કડલાંરે તોડી ડામણીરે લોલ,
સર્વે સભાગી લેજો નંદ કુમાર જો. જા૦ ૭
આગળથી નવ જાણ્યું મેં તો એવડું રે લોલ,
ઘરથી ન જાણ્યો ધુતારાનો ઢંગ જો.
બાળાપણની પ્રીત અમારી પાલટીરે લોલ;
એ નીર્લજને શાનો દીજે રંગ જો. જા૦ ૮
ધીરજની વાતો ઘરથી જાણી નહીરે લોલ.
પ્રીત કરીને પરવશ કીધા પ્રાણજો;
કાળજડાં કોરીને ભીંતર ભેદીયરિ લોલ,
મીટડલીમાં માર્યાં મોહનાં બાણ જો, જા૦ ૯
પ્રીત કરી પરહરવું નોતું પાધરૂરે લોલ,
થોડા દિવસમાં શું દીધાં મને સુખ જો;
સ્વપનાનાં સુખડાંરે સ્વપને વહી ગયાંરે લોલ.
દહાડલીમાં પ્રગટયાં દારૂણ દુઃખ જો જા૦ ૧૦
પુરણ પાપ મળ્યાંરે એ અબળા તણાંરે લોલ;
જેનો પરણ્યો પર ઘેર રમવા જાય જો;
અબોલડા લીધારે બાળે વેશથી લોલ,
તે નારીનું જોબન ઝોલાં ખાય જો. જા૦ ૧૧
પાણીડાં પીને ઘર શું રે પુછીએરે લોલ,
વેરી પીતાએ પુરણ શોધ્યાં વેર જો,
ઉછેરી આપીરે એના હાથમાંરે લોલ,

ગળથુથીમાં પાજી ન પાયું ઝેર જો. આ૦ ૧૨
ડીકડલીના વેણ મને બહુ સાંભરે લોલ,
નયણાંમાંથી છુટે જળની ધારજો;
હેતકુ નવ ફાટયું રે હજુવે અમતણું રે લોલ,
ઉંર ઉપર કંઇ ઉડયા મેઘ મલ્હાર જો. આ૦ ૧૩
એવાને મેણાં શું બેલો મન થકી રે લોલ,
ભોળા મનની શું જાણો ભ્રાંત જો
નારી મત શું રાખો નારદને કહેરે લોલ,
કુળવતી તમે કેમ કરો કલ્પાંત જો. આ૦ ૧૪
પટરાણી તમથી બીજી પ્યારી નથીરે લોલ,
શું સત્યભામા કુડો ચડાવો ક્રોધ જો;
કપટી નારદીયાનાં કહેણ ન માનીયેરે લોલ,
લગી વધારે ઘેર ઘેર જઇ વિરોધ જો, આ૦ ૧૫
માન્યું જો કહુ તો તમે નવ સાંભળોરે લોલ,
કહે સતભામા પાઉં તમ આગળ શમ જો;
કાળુડા નાગને આપુ આંગળીરે લોલ,
તોએ તમારૂ મન નવ માને કેમ જો. આ૦ ૧૬
મેહેનજી કહેરે સતી તમે સાંભળોરે લોલ,
કહોતો મંગાવું પારી જાતકનુ ઝાડ જો;
આણીને રોપાવું તમારે આંગણેરે લોલ,
રાણી રોશ તજીને મુકો રાડ જો. આ૦ ૧૭
હરખીને બોલ્યાં હરીથી હેત શું રે લોલ.
સતભામાને સૌકો લાગ્યાં પાય જો,
વાજાંને વાગેરે વેણા વાંસળીરે લોલ,

ગીત ગાનને નઉતમ ઓચ્છવ થાય જો, જો૦ ૧૮
કુમ કુમને કસ્તુરી બહુ ફેવડાવે લોલ,
ચુવા ચદન ઉડે અબીલ ગુલલ જો;
આનંદ ઉચ્છરે થાય અતી ઘણોરે લોલ.
ભેગ ભુગળને વાજે મ્રદંગ તાળ જો. જો૦ ૧૯
પુરાણુ ગાયુરે રૂડી રીતશુ રે લોલ,
સતભામાનાં મનાવ્યાં છે મન જો,
મીરાનો સ્વામી મોલ પધારીયારે લોલ,
સતભામાનાં જીવન કીધાં ધન્ય જો. જો૦ ૨૦

---

## કાકરેજી માતાજીનો ગરબો

પ્રથમ ગણપતી લાગી પાય કે ગરબો આદરયોરે લોલ
કાકરેશ્વરી તણો મહિમાય કે સહુ ચીતે ધરોરે લોલ. ૧
વાણી આપો સારદ માય કે મુખથી ઓચરૂરે લોલ,
સૌકો ભાવ ધરીને ગાય તેવો ગરબો કરૂં રે લોલ. ૨
કાકરીયા સરવર શોભાય છે, શ્રવણે સાંભળોરે લોલ;
મેલાં હોય તે ઉજ્વળ થાય કે, જાએ આંમળોરે લોલ. ૩
ચારે પાસે સઘો સંઘ કે, સુંદર ઘાટ છે રે લોલ;
બંગલા બેઠક પથ્થર બધ કે વચમાં વાટછેરે લોલ. ૪
વેહેળો ખારીનો જો માય કે આવે છે સહીરે લોલ.
નાહુચે કાયા નીર્મળ થાય કે તે નિરખો તઈર લોલ ૫
કાકરેજી મા વસીયા વાસ કે ગરનાળા વિષેરે લોલ
પ્રતક્ષ પુરાણ જોત પ્રકાશ કે પુસ્તકમાં દીશેરે લોલ
સરોવર સમુદ્ર સરખુ દીસેછે પરણોદક ભરયુરે લોલ.૬

કવિતા કહે મન મારૂં હીસ કે જઇ તેમાં તરૂરે લોલ ૭
તેમાં નોતમ નગીના બાગ, કે શોભા તે તણીરે લોલ.
ગુણીજન ગાએ ત્યાં બહુ રાગકે; રૂડીરચના ઘણીરે લોલ ૮
લક્ષણ દીશથી બાંધ્રી પુલ કે તેમાં થઇને ગયાંરે લોલ,
તેમાં ઝાડ ઘણાં ફળ ફુલ કે નવ પલ્લવ થયાંરે લોલ. ૯
માત ઝરૂખે બેશી જુવે કે દષ્ટી અમી ભરીરે લોલ;
સકટ સહુ શેવકના ખુએ કે બહુ પ્રેમે કરીરે લોલ ૧૦
ચારે સ્થંભે તોરણ લળ કે નાળીએર ચડેરે લોલ.
દીપક જ્યોતી જળહળ ઝળકે, મુજ મન ત્યાં અડેરે લોલ
કુમ કુમ ચરચીત ચંદન સ્થભા આઇના અવાસમાંરે લોલ
ચેસઠ બેનો આવી રંભા, હાસ વિલાસમાંરે લોલ ૧૨
દેવી સોળ ધરી શણગાર; કે ગરબા ગાયછેરે લોલ.
રૂમઝુમ ઝાંઝરનો ઝમકાર કે, થેઇ થેઇ થાય છે રે લોલ.
ઓપે આભ્રણ નવરંગ સાર કે, કસબી કોરનાંરે લોલ.
ઘરાણા ચોળી ચળકે અપાર, કે રેશમ દોરનાંરે લોલ ૧૪
વાજાં વાજે સોડશ વીશ કે ધુન ગગને ગઇરે લોલ.
મોહ્યા હરી બ્રહ્માને ઇશકે તે આવ્યા વહીરે લોલ. ૧૫
દેવનો અધિપતિ જેછે ઇંદ્ર કે આવ્યો તે ઘડીરે લોલ.
ઐરાવત જે હસ્તિ ગજેંદ્ર કે તે ઉપર ચડી રે લોલ. ૧૬
મુનીવર જપ તપ મુકી તેહ કે આવ્યા પાંસરારે લોલ.
દેશપતિ પણ ધારી સ્નેહ; કે ત્યાંથી પરવરચારે લોલ ૧૭
ઠાકરેજી દે આદરમાનકે ભલે સહુ આવીયારે લોલ.
આપ્યાં લવીંગ સોપારી પાન કે પુષ્પે વધાવીયારે લોલ ૧૮
એવા સ્થાનકની રચનાય કે મનમાં પેખીએરે લોલ.

એવું દેવતાઓ જે થાય કે, પ્રત્યક્ષ દેખીએરે લોલ; ૧૯
કહાવે દેવ તેથી ફગોડકે ત્યાં આરી વળીરે લોલ
કાકરેળીને મસ્તક મોડ કે, મેળો સહુ મળીરે લોલ. ૨૦
શિવજી વેચે છે પ્રસાદકે કે જે કૈલાસપતિરે લોલ.
બ્રહ્મ દેવે આસીર્વાદ કે મુનીવર મહામતીરે લોલ; ૨૧
શ્રીકૃષ્ણ આપ્યાં વઇકુંઠ નાથ કે, મહીમા વર્ણારીયારે લોલ
હરખ્યા સુરનર મુનીવર સાથ કે સ્થાન સંચારીયારે લોલ
રંગ ભેર રાસ રમ્યાં નવરાતકે, પરમા ગઇ પસારે લોલ;
કીધા ભોગ નાના વીધ ભાત કે, તેમાં નહીં મણારે લોલ
અરસ પરસ થયા વિદાયકે, આનંદ ઘણો કરીરે લોલ.
શ્રીકૃષ્ણ વસ્ત્ર સહુને અપાયકે કહો કાકરેશ્વરીરે લોલ; ૨૪
અમે આજ થયા પ્રસન્ન કે, એવું ઓચરયાંરે લોલ.
ચૈતર ચતુર દસીને દનકે દેવીનું નોતરાંરે લોલ; ૨૫
ત્યારે દેવી સહુકો સાથકે, રળિઆંત થયારે લોલ;
વચન દેઇને જમણો હાથ કે સૌ ત્યાં થકી ગયારે લોલ.
ભાદરવા સુદીને નિજપાથ કે ચૈતર ચતુર્દશીરે લોલ;
તે ત્રણ તિથી વસી કવિતાય કે જે મનમાં વસીરે લોલ
તે ત્રણ દિવસે બહુ મહિમાય, કે દર્શન કરે સહુરે લોલ
મનના મનોરથ પુરણ થાય કે પામે સુખ બહુરે લોલ.
આઠમ ચાદશને રવિવાર કે પુજા કીજીએરે લોલ;
હાલત ખરચીદેવી દરબાર કે, રિદ્ધ સિદ્ધ લીજીએરે લોલ
એવું જાણી વરણ અઢારકે, સહુ સેવા કરેરે લોલ;
કવીજન કેતુ છે વાર વાર કે ભવસાગર તરેરે લોલ ૩૦
નાગર દલપતની જીભ કે, આઇ વાસો વસ્યારે લોલ.

તેથી ગુણુએના ગવી થાય કે દુઃખડાં દુર ખસ્યાંરેલાલ.
સંવત સતરશેં સત્યાવી કે, ચૈત્રિ પુનમેરે લાલ;
કવીજન અમદાવાદનો વાશી કે નમ્ર થઇને નમેરે લાલ;
જે કોઇ શીખે સુણીને ગાય કે દુઃખ તેનાં ટળેરે લાલ;
સઘળાં પાતક પલાજ્ય થાય કે કાકરેજી મળેરે લાલ; ૩૩

---

## કૃશ્નજીનું રૂશણું ગરબો ૧૮ મો.

વૃજમાં એક સમે વૃજરાજ કે, આડો લીધલારે લાલ.
રીશે રાતા થયા છે નેણ કે ક્રોધ બહુ કીધલારે લાલ
જશોદા હેતે બોલ્યા વાણુ કે જાઉ તાર વારણેરે લાલ, ૨
અવડી રીસ કરી નંદલાલ કે કોને કારણેરે લાલ.
કાનુડા કેતો તારે કાજ કે સીવાવું ઝુનડાંરે લાલ;
કાજુ રેશમ કેરી કોરકે કોરાવું ફુલડાંરે લાલ; ૩
નાડી હીર તણી નવરંગ કે બનાવું સુંથણીરે લાલ;
આપુ ખાંને જમવા ખીર કે ઘૃત સાકર ઘણીરે લાલ
જશોદા માતા જાણ પ્રવીણ કે, મનમાં આણીયુરે લાલ;
રીસાયા બ્રહ્મા સુતાના નાથ કે, કારણ જાણીયુરે લાલ; ૫
પરણ્યા કાજ કરયો પરપંચ કે મીસ લઇ રીસનોરે લાલ
ભાવ્યું સુદર પરમ અનુપ કે ચરીત્ર જગદીશનુરે લાલ
જશોદા સમજ્યાં પુરાણ પ્રીત કે લક્ષણ લાલનુરે લાલ
બોલ્યા જાણી જગઆધાર કે રશીક તારૂ રૂપાળુરે લે
રસીયા રમો જમો સુખ રૂપ કે કરો રંગ રંગડારે લાલ
કાજુ કંન્યા લાવુ તુજ કાજ કે, આ તે અલબેરે લાલ
વાલેજીએ કાંઇક ધરાયા કાનકે મન સીતળ લાલ;

માતાનુ વેણ મનોહરકે, માવે અંતરમાં ધરયુરે લોલ.
સગપણ કરવાનું મન સાચ કે ઠાવકુ ઠેરીયુ રે લોલ.
ત્યારે બ્રહ્મા મુનીના નાથ કે હેશીને સામુ હેરીયુરે લોલ.
જસોદાએ સર્વ કીધી વાત કે આગે નંદને રે લોલ;
ઘડીમાં લગન લીયો તતકાળ કે બાળ મુકંદનારે લોલ;
થયો છે લાડક વાયો લાલ કે પરણ્યા જેવડોરે લોલ.
જોઇને કન્યા કુળ આચાર કે, સગાઇ ત્રેવડોરે લોલ, ૧૨
હમણાં બાળ આચારે મોહી કે, કન્યા કાજુ મળેરે લાલ
પછે મોટા થઇ માહારાજ કે, કેવા નીવડેરે લોલ ૧૩
માટે જાણુ બીજું કાંઇ કે, ડાપણ નવ ડોળીએરે લોલ
છોટી કાન કુંવરને કાજ કે. કુવરી ખોળીએરે લોલ. ૧૪
વાધો બ્રહ્મા મુનીનો નાથ કે પરણ્યા લાગ્ય છેરે લોલ;
જે કોઇ એનો ગ્રહશે હાથ કે, તેનાં બડાં ભાગ્ય છેરે લાલ
જસોદા નંદ મળી એકાંત કે. એ વિચારીયુરે લાલ,
બ્રહ્મભાન ધીરે વિવહ કરયનું ધારીયુરે લલ. ૧૬
નામ જોઇ મુરત લગન કે, સરવ જોષરાવીયુંરે લલ,
વર કન્યાને પુરણ પ્રીત કે, સર્વે શુભ આવીયુરે લાલ.
બ્રખુભાણ તણે દરબાર કે, જસોદાજી ગયારે લાલ,
દીધાં સુંદર બીડાં પાન કે, આસન બહુ આપીયારે લાલ
બોલ્યાં કળાવંતીને બ્રખુભાણ કે,પધારયાંભલેભામનીરેલાલ
કીધી મેર અમારી આજકે, અમારે ઘેર ધણીરે લાલ,
બોદા સુંદર બોલ્યાં વેણ કે.જોડી બેઉ હાયનેરે લાલ.
દે રાધા કુવરથી આજ કે, બ્રહ્મા મુની નાથનેરે લાલ.
મન રાજી થયા બ્રખુભાણકે, કળાવંતી કોપીયાંરે લાલ

જસોદા સાથ કરી વઢવાડ કે નેણા રોપાયારે લાલ.
નંદની નારી એવી વાત કે; સંકેલી મેલે હાટમાંરે લાલ
મારી કુંવરી મોતીડાં બાર કે. પડી નથી વાટમાંરે લાલ,
તુ તો મોટી તારે ઘેર દેખાડછ માનનેરે લાલ;
રાધા મારી સુંદર રૂપ કે, નહીં દઉં કાળા કાનનેરેલાલ,
મારી પુત્રી અતી સકોમળ કે, કમળ કેરી પાંખડીરે લાલ
તારો પુત્ર રમે વન માંહી કે પગે નહીં ચાખડીરે લાલ,
વાતુ કરતાં બમે વેણુ કે બેઉ વાદે ચઢયારે લાલ.
બ્રહ્મા મુનીના વાહલા કાજ કે. જસોદાજી લડયાંરે લાલ
જશોદાએ લોચન કાધાં લાલ કે, કળાવંતી ઉચરેરેલાલ
રીસે રોમાંચીત થયાં ગાત્ર કે, અધુર મુખ ફર ફરેરે લાલ
એસી તારી છોડી ચાલ્યા ધાર કે, છાશપી ઉછરીરેલાલ
કાળો તોએ રાજકુમાર છે, ગોરી તોએ લેજરીરે લાલ,
કુણ ત્રણ ભુવનમાં નાર છે, જે એને નહીં વરેરે લાલ.
વાહૂ રાધા જેવી લાખ, કાનાની કેડે ફરેરે લાલ,
કળાવંતી ત્રાંહે થાય નચીંતકે; ચીત્ર થાય ભીંતમાંરેલાલ
તમે શુ જાણો આડા લાક કે, રાજાની રીતમાંરે લાલ
તારી કુંવરી જેવી કગેડ કે, કાનાને વાંસે ફરેરે લાલ,
રસીયા બ્રહ્મા મુનીનો નાથ કે, મનમાં નવ ધરેરે લાલ
બાલી રીસ કરી બળ સોતકે, નારી બ્રહ્મુ ભાણનીરે લાલ
વૃષ્ટી માંડી જસોમતી શીશ કે, વચન કેરા બાણનીરેલાલ
જો હોય લાડક વાધો લાલ કે, બાંધે ગળે ઘુઘરોરે લાલ,
તારા પુત્ર તણા આચાર છે, દીસે ઉચરોરે લાલ,
એનું મીતે પોંખીને કુણ નાક મરોડશોરે લાલ;કે

હશે જે નવરી નીરલજ નારકે, તે ચોખા ચોડશેરે લાલ
જસોદા બોલ્યાં કરોધ સોતકે, ફરીને રીસનેરે લાલ.
લજ્યા અકલ તણી નહી લેશકે, ગુજરની નાતનેરે લાલ.
ફરી ફરી બ્રહ્મા મુની વિખવાદ કે, સહુ ધરાપી રહ્યાંરે લાલ
વીવાહની પરતી મેલી વાત કે. જસોદા ઘેર ગયાંરે લોલ,
વાલે મારે ધરચો અચળ સીધાંતકે. પોતે પરણ્યા તણોરેલાલ
આપણ હાથે કરીએ આજ કે, વીવાહ આપણોરે લાલ,
વાલે વંદ્રાવનની માંય કે, વજાડી વાંસળીરે લાલ.
રાધાને તાણી ઝીણે તાન કે; આવી એકાંતે મળીરે લાલ
અંગો અગ નઉતમબાણકે, અનુપ શોભા કાનનીરે લાલ,
જોઈને રશીયાજીનું રૂપ કે, મગ્ન થઈ માનનીરે લાલ;
ભાળી વર કન્યાનો ભાવ, તુરત પરણાવીયારે લેલ
કળા વતી નદ જસોદા ભ્રખુમાણકે, કુટબ ધરયું રહ્યુરં લાલ
છાનું બ્રહ્મા મુનીને નાથકે, નીજ કારજ સરયુંરે લાલ.

અંબાજીનો ગરબો.

ગુરૂ ગુણપતી લ ગુ પાય રે મા, અબાજી ગરબે ધુમે છે.

સારદ જી થાજો મુને સાયરે મા, અંબાજી૦ ૧
રમે તેવ તેવડી જોગમાયારે મા, અંબાજી૦
તેને નામે પાવન થાય કાયારે મા, અંબાજી૦ ૨
માએ કીધા તે સોળ શણગાર રે મા, અંબાજી૦
થાય રમતાં તે થેઇ થેઇકાર રે મા, અંબાજી૦ ૩
રચ્યો આનંદ વનમાં રાસરે મા અંબાજી૦
નાચે બ્રહ્મા વિષ્નુ મહેશરે મા, અંબાજી૦ ૪
માએ પેહરી પટોળી સાડીરે મા, અંબાજી૦

પેહેરયા હીરા મોતીના હારરે મા, અંબાજી૦ ૫
માને ગરએ ઘુઘરમાળ રે મા અંબાજી૦
નાચે ખુંદને કરે બહુ તાળરે મા, અંબાજી૦ ૬
ફરે ફુદડીને છદ બહુ ગાયરે મા. અંબાજી૦
કાને કુડળ ને કનકના તાંતરે મા, અંબાજી૦ ૭
રેખાએ જડીત્ર રાતા દાંતરે મા, અંબાજી૦
મુખ કમળ તેણુ આકાર રે મા અંબાજી૦ ૮
થાએ અખંડ ઝાક ઝકોળ રે મા, અંબાજી૦
છદ માંહી કરે છે કીલોળરે મા, અંબાજી૦ ૯
નવ દીન રમે નવ રાતરે મા, અંબાજી૦
ભાવે રમે છે ખેચર માતરે મા, અંબાજી૦ ૧૦
ગાન તાન ને ફુદડી ફરેરે મા, અંબાજી૦
ઝાંઝ વાગેને જુગતે ગાયરે મા, અંબાજી૦ ૧૧
માએ ધરીયું રૂપ અનુપરે મા અંબાજી૦
માને શેવે મોટા મુની ભુપરે મા અંબાજી૦ ૧૨
વેદ પુરાણે તુને પરમાણીરે મા અંબાજી૦
ઈંદ્ર પાસે થઇ ઇંદ્રાણીરે મા, અંબાજી૦ ૧૩
પગીબ્રહ્મની છો પટરાણીરે મા, અંબાજી૦
મજી બ્રહ્મા પાસે બ્રહ્માણીરે મા, અંબાજી૦ ૧૪
થઇ નવલા રંગની રેલરે મા, અંબાજી૦
માજી ખેલે નવા નવા ખેલરે મા અંબાજી૦ ૧૫
દેવ તેત્રીશ કોટી આવેલરે મા, અંબાજી૦
એવો અખડ રચીયો ખેલરે મા, અંબાજી૦ ૧૬
માનો મહિમા કહું શું મોટોરે મા, અંબાજી૦

રૂદે ખરૂ માનો નથી ખોટોરે મા  અંબાજી૦ ૧૭
બ્રહ્માંડનો ગરબો કીધોરે મા.  અંબાજી૦
રમવાને શીરપર લીધોરે મા,  અંબાજી૦ ૧૮
દાસ પાતળનું કીડીયું કીધુરે મા,  અંબાજી૦
રક્ત બીજથું રૂધીર પીધુરે મા,  અંબાજી૦ ૧૯
મેરૂ પરવતની વાટયુ કીધીરે મા,  અંબાજી૦
સાત સાયર તેમ ફુલેલરે મા  અંબાજી૦ ૨૦
મળ્યાં સરખે સરખીનાં જુથરે મા  અંબાજી૦
માની શોભા બની અદભુતરે મા,  અંબાજી૦ ૨૧
માજી મેહેર કરો વરે આવીરે મા,  અંબાજી૦
દાસ શીવરામે લડાવીરે મા,  અંબાજી૦ ૨૨
સંવત અઢારને પાંત્રીસેરે મા,  અંબાજી૦
એવો ચૈતર વદી ચૈદશેરે મા  અંબાજી૦ ૨૩
બુધવારે ગાયો માનો રાસ રે મા  અંબાજી૦
ગાયે તેનાં કર્મબંધ નાશરે મા,  અંબાજી૦ ૨૪

---

## મહાકાળીનો ગરબો. ૨૦ મો

પાવાવેતી ગઢથી ઉતર્યાં મહાકાળીરે,
મા પરવરીયાં ગુજરાત પાવાવાળીરે. ૧
મા સોળ કરી શણગાર માહાકાળીરે,
માની ઓઢણી ઝાક ઝમાળ પાવાવાળીરે, ૨
માને કાંબીને કડલાં સોભતાં માહાકાળીરે,
માને ઝાંઝરનો ઝમકાર પાવાવાળીરે. ૩
માને ઘાંઇ બાજુબંધ બેરખા માહાકાળીરે,

